ખંભાતના વકીલ મી. બાલકૃષ્ણને

ધાણુધારીઆના સંબંધમાં

# ખુલ્લો પત્ર.



લખનાર

વી. વી. યુસુફ રંગવાલા.

મુંબાઇ.

ઈ. સ. ૧૯૨૧

પોતાના માટે છપાવનાર,

વજીરભાઈ નાથુ ચોધરી.

કાણોદર ( પાલણપુર )

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ કેશવલાલ વકીલ

અને માણેકલાલ માધવજીએ છાપ્યું.

ઢીંકવા ચોકી—અમદાવાદ.

# ખંભાતના વકીલ મી. બાલકૃષ્ણને ધાનધારીઆના સંબંધમાં જુની આંખે નહી પણ ઇનસાફની આંખે જોવાની જરૂર.

દરસાલના ફાગણ મહીનામાં મુસલમાની તા. ૧૪ મી ના રોજે પાલણપુર જીલ્લાના કાણોદર ગામના મુમન જેઓને ધાનુધારીઆ કહેવામાં આવે છે. તેમના તરફથી તેમના પીરની દરઘા નારંગશાના તળાવ ઉપર આવેલી છે. ત્યાં તે દીવસે ઓરસ ભરાય છે દરઘાના પીર અબુતાલીસ જેઓ શીઆ ઇસમાલીઆ વંશના પણ ઇમામીઆ મહઝબના એતેકાદ વાલા હતા. તેમને ગુજરી ગયે લગભગ (૧૦૦) સો વરસ થયાં. તેમને કોઇ ઓલાદ નહોતી તેમને મકબરો કાણો-... આખી જમાતે ફાળો કરી બંધાવ્યો છે અને પોતાના ધાર્મીક લાગાઓ ત્યાં આપે છે અને તેમાંથી રોઝના ખરચનો નીભાવ થાય છે. અને તેથી ઘણા વરસોથી ઓરસ વીગેરે પ્રસંગો પર તે ગામના લોકો ત્યાં આવે છે.

## જુમાતમાં અંદર ખાતે ખટપટ.

લગભગ ૩૦ ત્રીસ વરસથી જુમાતમાં ખટપટ ચાલી આવે છે. પીરની કોઇ ઓલાદના હોવાથી જુમાતમાં કોઇ ધાર્મીક સત્તાવાન આગેવાન નથી. તેથી આ સો વરસના અરસામાં જુમાતમાં ધાર્મીક

બાબતોમાં તેમજ દુન્યાની બાબતોમાં ઘણીજ ઉથલ પાથલ થઈ છે તેમનામાં પીરમસા એક લગભગ ૨૫૦ વરસ પહેલા થઈ ગયા તે શીઆ ઇસમાઈલી વંશમાં તેમણે તથા પીર ગુલામઅલીએ કેટલીક કીતાબો લખી આપી છે તે કીતાબોના ફરમાન મુજબ ચાલવાનું અને અમલ કરવાનો તેમને મરહુમ પીરે હુકમ કરેલો હતો. છતાં ઉપર જણાવ્યા પરમાણે તે કીતાબોના ફરમાનોથી તદ્દન ઉલટા કેટલાક રીવાજો થોડા વરસોથી જારી થવા લાગ્યા છે કેટલાક લોકો બહાર-ગામ વેપાર ધંધા અર્થે રહેતા હોવાથી તેઓ જાણવા પામ્યા કે પીરની ગેરહાજરીમા ધાર્મીક ફરમાનોથી વિરૂદ્ધ કેટલાક રીવાજો જુમાતમાં ગુસી જાય છે. તેથી તેઓ જુમાતમાં વખતો વખત પ્રોટેસ્ટ કીધો પણ જુમાત શાની માને ? તેઓ ઉપર ધર્મ બદલ્યાના આક્ષેપો મુકી ન્યાત બહાર કર્યા બીચારા પાંચ પચ્ચીસ માણસો ઘણા માણસો વિરૂદ્ધ શુ કરે ! જુમાતે તેમને ન્યાત બહાર મુકવા ઉપરાંત ખંભાતના રોઝામાં આવતા અટકાવવાજ ચાર માણસોને પીરના અંગભુત તરેકીની જુમાતની સંપતીથી સત્તા આપી. સંવત ૧૯૬૩ની સાલમાં ખંભાતની દિવાની કોરટમાં દાવો માંડયો. તે કેસ લગભગ દશ વરસ ચાલ્યો અને હજારો રૂપીઆના ભોગે તેમની સામે રોઝાના દરવાજા બંધ કરાવ્યા હજારો રૂપીઆ કાણોદરની જુમાતે પાઇ પાઇ અડધી અડધી કરીને ધરમાદા સમજી મરહુમ પીરને અર્પણ કરેલા તે આ કેસમાં બરબાદ કર્યાં જુમાતના મુકીભર દોઢડાહાઓ જુમાત માટે

તે વખતે બાર ધાર્મીક રીવાજો ઘડી કહાડયા અને તેને તેઓ ધરમના અગત્યના ફરમાનો સમજવા લાગ્યા. દીવસે દીવસે જુમાતમાં ખટપટ વધવા લાગી, જેનો નતીજોએ આવ્યો કે આજે જુમાતમાં બાપ દીકરાથી જુદો, દીકરો બાપથી જુદો, હજારો રૂપીઆ બરબાદ કર્યા પછી જુમાતે જે સખસો સામે દરવાજા બંધ કરાવેલા તેમની બારરસમના કોન્ટ્રાકટર પર સહીઓ કરાવી જુમાતમાં સામીલ કર્યા બીચારો નાનો પક્ષ થોડો હતો, ગરીબ હતો તમો જુમાતના જાથુકના વકીલ અને જુમાતની પાસે પીરને અર્પણ કરેલા ધરમાદાના હજારો રૂપીઆ ઉડાવવાના તેથી ગભરાઇને તમે જેમ કહ્યું તેમ નાના પક્ષે સહીઓ કરી આપી પણ જમાનો જમાનાનું કામ કરે જાય છે, પરીણામ એ આવ્યું કે આજે જુમાતનો ૨/૩ ભાગ ખરી હકીકતથી વાકેફ થયો છે અને જે ઉપર ઉપરના ઉડાઉ કાયદાઓ ઘડાયા હતા. તે સમજી ગયો છે એ વર્ષ પૂર પણ આપ સાહેબનીજ સલાહથી પીરના રોઝાનું મુઠીભર જુની આંખવાલાઓના અધીકારપણા નીચે ટ્રસ્ટડીડ ઘડાવી તે બાર રસમો ઉપરાંત કેટલાક નવા ધારમીક રસમો દાખલ કરવા મજબુત કોસીસ કરેલી પણ ખોદાની મરજીથી અને નવા પક્ષવાલાઓની બહુમતીથી તે કોશીશ પડી ભાગી હતી, હમણાં આ વરસે પણ એક મોટા કજીઓનું બીજ રોપાય છે. અત્યાર પહેલાના મન ઘડીત બનાવેલા ધાર્મીક રીવાજોમાં કાંક કમી હોયા

તેમ નવા ૯+૩=૧૨ નવ+ત્રણ એટલે બાર બીજા રસમો મુઠીભર માણસો આખી જુમાતની નામે ધારમીક રીવાજ તરીકે ચાલુ કરવા કોશીસ કરે છે તેમજ તે બાર રસમોનો ઠરાવ જાહેરમાં મુકતા નથી. અને તે પર સહીઓ માગે છે જે સહી ના કરે તેના સાથે વરતવું નહી. અને રોઝામાં પેસવા દેવો નહી, અત્યાર લગીનમાં કેટલીક વીધવા, બચ્ચાં તેમજ બે સમજ લોકોને આડુઅવળું સમજાવી ૧૫૦થી૨૦૦ સહીઓ લેવાયાનું સંભળાય છે પણ હજુ બીજી ૫૦૦ સહીઓ થવી જોઇએ રોઝાંના ટ્રસ્ટી તેમજ બીજા ઘણા જુમાતના નામાંકાત મેમ્બરોએ સહીઓ કરી નથી અને પુછે કે મુઠીભર માણસોને આખી જુમાતના નામથી તેવો ઇસલામના કાયદાઓથી ઉલટો ઠરાવ કરવા તેઓને શો અધીકાર છે ? તેમજ ધાર્મીક રીવાજે પીરની ગેર હાજરીમાં જુમાત માટે કરવા તેમને કાંઇ સત્તા કોઇએ આપી છે ?

## લોકો હિંદુ નથી પણ મુમન મુસલમાન છે.

તમો સારી રીતે જાણો છો કે આ લોકો હિંદુ તો નથીજ પણ મુમન મુસલમાન છે આશરે ૪૦૦ વર્ષ પર શીયા ઇસમાઇલી પીર સદરૂદીને હિંદુમાંથી વટલાવી તેમને મુમન કર્યા અને ઇસલામ તરફ વાળ્યા અને પીરમસાએકે ગુજરાતી ભાષામાં ૨૫૦ વરસના ઉપર કીતાબોલખી આપી છે તેઓ સઘળા તે કીતાબો પેર અમલ

કરવા બંધાયલા છે છતાં તેઓ તે ધાર્મીક કીતાબના એક પણ ફરમાન મુજબ ચાલતા નથી બલકે તદ્દન ફરમાનોથી ઉલટા વરતે છે તે કીતાબોથી એવી તાલીમ મલે છે કે નાના મોટા સરવે એ કુરાને શરીફની તાલીમ લેવી હજ, ઝીઆરત પઢવી, જકાત ગરીબોને આપવી, ઇમામહુશૈન અ૦ ની મજલીસો કરી ગમ કરવો ખુદાપાકને એક કરી માનવું, નમાજ રોઝા વીગેરે ફરજ બાબતો બજાવી લાવવી વીગેરે પણ અહીંઆં તો એ જોવામાં આવે છે કે તે ફરમાનોને ધોઇને ગ્રોળીને પીઇ ગયા પીરની કીતાબો ફકત પઢવાની છે તે પર અમલ કરવાનો નથી અમારૂ માનવું છે કે આ બધું આપ લાંબા વખતથી બરાબર જાણો છો છતાં તે લોકો ઉંધી રીતે વરતી રહ્યા છે અને તેથી કુસંપ ટંટા વીગેરે થાય છે અગર આપ જો એમ કહેતા હોય કે તે લોકોને ખરી હકીકત કહેવામાં આવે છે છતાં માનતા નથી તો મહેરબાની કરી તમો તેમનો પક્ષ મુકીધ્યો જુમાત સાથનો સંબંધ બંધ કરો.

સંવત ૧૯૭૩ ની શાલના સુમારે જુના પક્ષ ( જુની આંખ ) વાળાઓએ જુમાતના નામે કેટલાક એવા ઠરાવ પસારકર્યા હતા કે ગામમાં મદરેશો કરવો નહી. સૈયદ આલીમ રાખવો નહી. વીગેરે પણ નવા પક્ષવાલાઓ તે સામે મજબુત વાંધો ઉઠાવી તેવા અટકાવ કરનારા તેમના હકનો ઈનકાર કરી લેવાં મકાનો થવા હાલના પાલ-

બુપુરના નામદાર નવાબ સાહેબને અરજ કરેલી જેમણે તેમની અરજ સ્વીકારી ગયા એપ્રીલ મહીનાની તા. ૨૨ મીના રોજે કાણોદર ગામમાં પધારી મદરેસો, લાયબ્રેરી વીગેરે મકાનો ખુલ્લાં મુકાવ્યાં જાહેર કર્યાં હતાં. તેમજ કાણોદર ગામમાં એકજ જે જુની મસજીદ હતી તેમાં બન્ને પક્ષનો હક કાયમ રાખી મોહરમના ફક્ત પંદર દહાડા માટે જુના પક્ષવાલા રાતના અને નવા પક્ષવાલા દીવસના પોંત પોતાની ધર્મ ક્રીયાઓ કરે એવો ઠરાવ કરી આપ્યો છે તેથ તે પરથી સાફ જણાય છે કે જે અઘટીત ધારાઓ કણાએ જુમાતના અમુક શખસોએ પોતાની એ સમજથી ધારમીક રીવાજો તરીકે ગણી ઠોકાડ્યા હોય તો તે રદ ગણાય છે.

## તમારી ફરજ.

એક સારા ગૃહસ્થ તરીકે વકીલ તરીકે માણસ જે આ દુનીયામાં સૌથી શ્રેષ્ઠ છે તેના હીતને ખાતર તમારા લાંબા સમયથી જુમાત સાથના સંબંધને ખાતર અને અમોએ પીરને ધરમાદા તરીકે અર્પણ કરેલા રૂપીઆમાંથી તમને જે કાંઈ મલ્યું હોય તે ખાતર મહેરબાની કરી કોઇપણ ભોગે જુમાતમાંથી કલેશને દુર કરવો, કરાવવો તે તમારી એન ફરજ છે હું તમને કાંઈ પણ પક્ષની તરફદારી કરવા કહેતો નથી પણ બન્ને પક્ષના મુખ્ય આગેવાનો બોલાવી તેમનું સાંભલી ઇનસાફની આંખે જોઇ ચુકાદો આપી સંપ કરાવશો

તમો હાલના હીંદુસ્તાનના વાતાવરણથી અજાણ્યા નથી. જે જગ્યાએ હીંદુ મુસલમાન એક એકની તરફ સખત દ્વેસ ભાવથી જોતા હતા. તેઓ આજે સંપ કરી હાથમાં હાથ ઘાલી ફરે છે. અને અહીંઆ તો એકજ ગામના માણસો છે. એકજ કુટુંબના છે ફક્ત તમારા જેવા માણસોએ ખરા દીલથી કોશીશ કરવાની જરૂર છે અને તેથી જરૂર સારૂ પરીણામ આવશે અને તેમાં હમેશને માટે આપને માન છે. નહી તો જાણજો કે ફરીથી વકીલોનું કોરટે માન ધીરો હજારો રૂપીઆ બરબાદ થઇ જશે.

## નવા લખતે લીધેલા ભોગ.

ઉપર જણાવ્યા પ્રમાણે ચાલુ સાલના પોસ માસમાં જે નવું લખત આ કહેવાતા આગેવાનો આખી જમાતના નામે કરેલું સંભળાય છે તેના ભોગ પણ કેટલાક જણા થયા છે મુંબાઇથી ચાલુ સાલના ફાગણ માસમાં પીરના ઓરસના ટાંકણે કેટલાક કુટુંબો ખંભાત પીરની ક્રીઆરતે આવેલા તેમને દરઘાની અંદરના માણસોએ તે લખત પર સહીઓ કરવા જણાવ્યું. પણ આ આવનાર માણસોને તે લખત ઇસલામી પીરના હુકમોથી તદન ઉલટુ જણાયાથી સહીઓ ન કરી. અંતે રોઝામાં તેમને દાખલ થવા દીધા નહી. તેથી તેઓ મુંબાઇ પાછા ચાલ્યા ગયા.

## ખંભાતના અમલદાર વર્ગને ખોટી રીતે સમજાવવામાં આવે છે.

મને જણાવવાને ઘણી દીલગીરી થાય છે. અને સારા લાંબા વખતના અનુભવથી હું ખાતરીથી કહું છું કે દરઘામાં જે લોકો જાયુકના રહે છે. તે લોકો ખંભાતના તમામ અમલદારોને ખોટી ખબરો, બાતમીઓ આપી નવી પારટી વીરૂદ્ધ સુલેહનો ભંગ કરશે, થશે એવું કહી ઉશ્કેરવામાં આવે છે જેનો એક તાજો દાખલો ઓરસ પ્રસંગે બનવા પામ્યો છે મુજાવર દેસાઇના છોકરા રાજેમદ ડોસને મુંબાઇથી કાગળ અને તાર દવારા ખંભાત દરઘાના નોકરોને જણાવ્યું કે મુંબાઈથી ૪૦—૫૦ માણસો સુલેહનો ભંગ કરી દરઘામાં દાખલ થવા આવે છે તેથી તે ખંભાત અમલદાર વર્ગને તે કાગળ રજુ કરી દેસાઇ વીગેરેએ અરજી કરી ઓરસ પ્રસંગે પોલીસનો બંદોબસ્ત માગ્યો પણ તમો ઉપર જોઇ ગયા કે તેથી બે ચાર દહાડા પહેલાં કેટલાંક કુટુંબો જયારત માટે ગયેલાં તેમને પાછાં વાળ્યા તેથી બીજાઓ જવાના હતા. તેઓ ગયાજ નહી. આ ઉપરથી માનવાને મજબુત કારણ છે કે દરઘાના અંગે આવનાર કોઇ પણ માણસ કદી સુલેહનો ભંગ કરેજ નહી, કરી શકેજ નહી અને જે કોઇ સુલેહનો ભંગ કરશે તેને માટે સરકારશ્રીના હાથ લાંબા છે તે દરેક જણને યાદ છે છતાં શા સારૂ આવા પ્રપંચો રચી ખોટી

તરકટી કાગળો લખીને ખંભાત સરકારને તકલીફ આપે છે ખરેખર ખંભાતની સરકારે આવા કાવતરાંને પકડી પાડી ગુનેહગારને સજા કરવી જોઇએ છે. તા. ૧૦-૫-૨૧

લી. આપનો હિતેચ્છુ,

વજીરભાઇ વલીભાઇ રંગવાળા.

મુંબાઈ.



# આ તમારા અસીલ.

સંવત ૧૯૪૧ ના સરાવણ વદી ૧૦ ના દને ગામ કાણોદરના મુમનાંના પંચ સમસ્ત જોગ લખી આપનાર મુમન જમાલ અલીમદ જેથરા તથા ભાઈ માંમજી અલીમદ જેથરા જવરે લખવાનું જે છેજે અમો રાધ્ધરમ ભેગા હતા. તે હવેથી આજ દને ગામ ભેગા આવા છીએ, તે આ લખત અમો અમારી રાજી ખુશીથી લખી આપીએ છીએ કે હવેથી અમારે શઇઆં ભેગુ જાવુ નહી, તથા અમારે તે લોકોનો ભેલારો રાખવો નહી અમો આપણા ગામના રીવાજ પરમાણે, ચાલીશું કદાપી અમો શઇઆંનો ભેલારો રાખીએ તો અમો નાત તથા સરકારના ગુનેગાર છીએ તેની ગુનેગારીના રૂ. ૧૦૧ શ્રી સરકારને આપીએ તથા રૂ. ૧૦૧] નાતને ગુનેગારીનો આપીએ, એ રીતે અમો કોઇ વાતનો તફાવત પાડીએ તો આસામી વાર ઉપર લખા પરમાણે ગુનેગારી આપીએ તે ગુનેગારીના રૂપીઆના ખોલાધર મુ. રાજેમદ નુરમદ હભરાંમ તથા મુમન વલજી પીરમદ

અલીજી જણ ૨ એણી રીતે ઉપર લખ્યા પરમાણે અમો પાલીશું તથ પલાવીશું આ લખત અમો રાજીખુશી થઇને ગાંમ કાંણોદરના પંચન દરૂબરૂ ગાંમની મસીતમાં લખી આપું છે તે કબુલ મનજુર છે.

લી. ભાઇ જમાલ અલીમદ ઉપર લખું તે સહ

મુ. માંમજી અલીમદ જેથરા ઉપર લખું તે સહ દા. પોતે.

જમાંનદાર મુ. રાજેમદ નુરમદ હુભરામ ઉપર લખું તે સહ દા. પોતે.

જમાંનદાર મુ. વલીજી પીરમદ અલીજી ઉપર લખું તે સહ દા. પોતે.

દા. મુ. કરીમદ વજીર અલીજી ધણીના કેવાથી લખી આપુ છે.